ભારતી – પ્રકાશન : ૭૫

# ક લ ગી

[ વાર્તાસંગ્રહ ]

લેખક
સોમાભાઈ ભાવસાર



ભારતી સાહિત્ય સંઘ
શ્રીમાળી સોસાયટી : પો. બો. નં. ૭૩
અમદાવાદ

અરુણ પુસ્તકમાળા
પુસ્તક નવમું



સંપાદકો
સોમાભાઈ ભાવસાર
દિનેશ ઠાકોર



મૂલ્ય
૦—૫—૦

પ્રકાશક
લક્ષ્મીદાસ પુરુષોત્તમ ગાંધી
ભારતી સાહિત્ય સંઘ
પો. બો. નં. ૭૩ અમદાવાદ

મુદ્રક
કેશવલાલ સાંકળચંદ શાહ
વીરવિજય પ્રિન્ટિંગ પ્રેસ
રતનપોળ : અમદાવાદ

દોસ્તો,

ઝાઝું કાંઈ કહ્યા વગર કે ઝાઝું કાંઈ લખ્યા વગર તમારાં બેરુબંધોને હું તમને સોંપી દઉં છું.

ઘણા દિવસથી તેઓ તમારી પાસે આવવાની વાતો કરતાં હતાં પણ મેં એમને મારી પાસે રાખી મૂક્યાં હતાં. હું તેમને ધીરજની વાતો સંભળાવતો હતો. પણ એવી વાતો કાંઈ એમને ગમે?

એક દિવસ એમણે મને કહ્યું, "હવે તો છૂટ, મૂકો. ક્યાં સુધી તમારી પાસે રહીએ?"

મેં કહ્યું, "તો જાવ. તમારી સૌની હું કલગી બનાવું છું ને બાળકોના હાથમાં ધરું છું. એમના હાથમાં તમે શોભજો અને ઘેર ઘેર પહોંચી જજો."

તા. ૧૫–૫–૪૦ **સોમાભાઈ ભાવસાર**

## અનુક્રમ

# ઘુવડ બોલે — મૂઓ મૂઓ !

એક હતું ઘુવડ. એક વખત એ ફરવા ગયું. ફરતાં ફરતાં રાત પડી ગઈ ને શહેરના દરવાજા બંધ થઈ ગયા. ઘુવડ બહાર રહી ગયું. હવે શું થાય? ઘુવડભાઈ કેવી રીતે શહેરમાં જાય ? રાજાનો એવો હુકમ હતો કે રાતના નવ વાગ્યા પછી દરવાજા બંધ કરી દેવા, પછી જે આવે તે બહાર રહે—રાજા હોય કે ગમે તે હોય.

ઘુવડને થયું, “લાવ ને, દરવાનની નજર ચૂકવી કિલ્લા ઉપરથી ઊડી જાઉં.” પણ વળી થયું, “દરવાન જોઈ ગયો તો ? તો તીર છોડીને વીંધી જ નાખે ને ?” ઘુવડે શહેરમાં જવાનું માંડી વાળ્યું અને બહાર જ રાત ગાળવાનું નક્કી કર્યું.

રાત અંધારી હતી. તમરાં તમતમતાં હતાં.

શહેરની બહાર કોઇ નહતું. ઘુવડ એકલું જ. ઘુવડને થયું, “ વાઘ–બાઘ કે કોઇની નજરમાં પડયા તો ‘ મૂઆ ’ જ સમજવા. ” ઘુવડનું હૈયું ધડક ધડક ધડકવા લાગ્યું, અને મનમાં ‘ મૂઆ ! મૂઆ ! ’ એમ થવા લાગ્યું.

પણ ઘુવડને થયું, “ આમ મૂઆ મૂઆ કરવું એથી કાંઇ દહાડો વળશે નહિ. ‘ હિંમતે મરદા તો મદદે ખુદા. ’ જરી હિંમત રાખીને ફરીશ તો કોઇ નામ લેશે નહિ–છો ને વાઘ આવે કે સિંહ. એ આવે ને પૂછે કે કોણ છે તો બેધડક એમને કહેવું કે:

‘ રાજાનો દૂત છું,
સાચો સપૂત છું.
રાજાએ કીધું —
શહેર બહાર રે'જે;
કોણ કોણ આવે–જાય,
નામ લખી લેજે;
સવારે આવીને
દરબારમાં કહેજે.

એટલે જે હશે તે ડરી જશે, અને આપણું કોઇ નામ લેશે નહિ." એમ નક્કી કરી ઘુવડભાઈ ફરવા લાગ્યા.

મધરાત થઇ. એક શિયાળ ત્યાં થઈને પસાર થયું. દરવાજા પાસે એણે કાળો ઓળો જોયો એટલે પૂછ્યું, "કોણ છે?"

ઘુવડ બોલ્યો, "એ તો કોઈ નહિ,

હું છું.
રાજાનો દૂત છું,
સાચો સપૂત છું.
રાજાએ કીધું,
શહેર બહાર રે'જે;
કોણ કોણ આવે–જાય,
નામ લખી લેજે;
સવારે આવીને,
દરબારમાં કહેજે."

શિયાળને થયું, "જો રાજા આપણું નામ જાણી ગયો તો મર્યા સમજવા." એટલે એ તો વહેલું વહેલું ઘુવડ પાસે ગયું ને બોલ્યું,

" ઘુવડભાઈ,
રાજાને ક્હેશો મા,
નામ લખી લેશો મા,
નહિ કોઈનું નામ લઉં,
આવ્યો તેમ ચાલ્યો જઉં. "

એમ બોલી શિયાળભાઈ ચાલ્યા ગયા.

ઘુવડને થયું, "ચાલો, એકના પંજામાંથી બચી ગયા. ' આગે આગે ગોરખ જાગે. ' હવે શું થાય છે તે દેખા જાયગા. " થોડી વાર થઈ. એક ગાંડોતૂર હાથી દોડતો દોડતો દરવાજા પાસે આવ્યો. મોંમાં શ્વાસ માતો નથી. આમ તેમ સૂંઢ વીંઝે છે. જાણે કોઈ હાથમાં આવે તો કચરી નાખું. પણ દરવાજા પાસે કાળો ઓળો જોતાં જ એ અટકી ગયો અને બોલ્યો, " કોણ છે ? "

ઘુવડ બોલ્યો, " એ તો કોઈ નહિ,
હું છું.
રાજાનો દૂત છું,
સાચો સપૂત છું.

રાજાએ કીધું,
શહેર બહાર રે'જે;
કોણ કોણ આવે–જાય,
નામ લખી લેજે;
સવારે આવીને,
દરબારમાં કહેજે."

આ સાંભળીને હાથીભાઇનો રોફબોફ બધો ઊતરી ગયો. એ તો ડાહ્યાડમરા થઇ ગયા અને ઘુવડની પાસે આવીને કહેવા લાગ્યા,

"ઘુવડભાઇ,
રાજાને કહેશો મા,
નામ લખી લેશો મા.
નહિ કોઇનું નામ લઉં,
આવ્યો તેમ ચાલ્યો જઉં."

એટલું બોલી હાથીભાઇએ તો જે દિશામાંથી આવ્યા હતા તે તરફ ચાલતી પકડી.

ઘુવડને થયું, "હા...શ, હાથીની સૂંઢમાં આવી ગયા હોત તો પટકાઇ પટકાઇને કૂચો જ નીકળી જાત,

ચાલો, એમાંથી પણ બચી ગયા. હવે જખ મારે છે, વળી આગે જે થાય તે ખરું. ”

એમ વિચારે છે એવામાં તો ઘૂ, ઘૂ, ઘૂ કરતો ગરજતો વાઘનો અવાજ સંભળાયો. ઘુવડને થયું, “ વાઘદાદા આવે છે તો જોશમાં ને જોશમાં. જો એમનો એક જ પંજો પડયો તો રામ રમી ગયા જાણવા. પણ કાંઈ નહિ. એ અહીં આવે ને પૂછે એટલે જવાબ એવો આપવો કે ઠંડાગાર થઈ જાય. ” વાઘ તો છલંગો ભરતો ને ઘુઘવાટા કરતો દરવાજા પાસે આવી પહોંચ્યો; પણ સામે કાળો ઓળો જોયો. વાઘે પૂછયું, “ કોણ છે ? ”

તરત ઘુવડ બોલ્યું, “ એ તો કોઈ નહિ,

હું છું.
રાજાનો દૂત છું,
સાચો સપૂત છું.
રાજાએ કીધું,
શહેર બહાર રે'જે;
કોણ કોણ આવે–જાય,

નામ લખી લેજે,
સવારે આવીને
દરબારમાં કહેજે. ”

આટલું સાંભળતાં વેંત તો વાઘભાઈ લાચાર બની ગયા. એમને થયું, “ રાજાએ જો જાણ્યું તો માર્યા વિના નહિ મૂકે. ” એટલે એ તો ગરીબ ગાય જેવો થઈ ગયો ને ઘુવડની પાસે આવીને કહેવા લાગ્યો. “ ઘુવડભાઈ,

રાજાને કહેશો મા,
નામ લખી લેશો મા,
નહિ કોઈનું નામ લઉં,
આવ્યો તેમ ચાલ્યો જાઉં. ”

એટલું બોલી વાઘ તો પલાયન કરી ગયો.

ઘુવડને થયું, “ ઠીક ચમત્કાર હાથમાં આવ્યો છે. જે આવે છે તે ચાલ્યાં જાય છે. સવાર પડવાની હવે વાર લાગતી નથી, અને હવે કોઈ આવે એમ પણ જણાતું નથી. છતાં જોઈએ કોણ આવે છે. આવે એને માટે આપણી પાસે ચમત્કાર ક્યાં નથી ? ”

દરવાજા ઉપર ચોકી કરતો દરવાન આ બધું જોતો હતો. શિયાળ આવ્યું ને પાછું ગયું, એ એણે જોયું. હાથી આવ્યો ને પાછો ગયો, એ એણે જોયું. વાઘ આવ્યો ને પાછો ગયો, એ પણ એણે જોયું. ઘુવડની બહાદુરી પર દરવાન ફિદા ફિદા થઇ ગયો.

સવાર થાય ને નગરના દરવાજા ઊઘડે એ પહેલાં રાજાને આ સમાચાર આપવા, અને ઘુવડે જે બહાદુરી બતાવી છે એ માટે એને સરપાવ અપાવરાવવો.

સવાર થઇ. દરવાન તો વહેલો વહેલો રાજા પાસે પહોંચી ગયો. રાજા સાહેબ પોતાના મહેલની અટારીમાં બેસી દાતણ કરતા હતા. બારણે ચોકીદાર દરવાનને ઊભેલો જોયો એટલે પૂછ્યું, “કેમ આવ્યો છે?”

દરવાને કુરનિસ બજાવી અને ઘુવડની બધી વાત કહી. દરવાનની વાત સાંભળી રાજા બોલ્યો, “એમ! મારા શહેરનું ઘુવડ આટલું બહાદુર! જાવ એને અહીં લાવો. દરબાર ભરી આપણે એને માન આપીશું.”

રાજાનો હુકમ સાંભળી દરવાન તો દરવાજે આવ્યો અને દરવાજો ઉઘાડી ઘુવડ પાસે જઈને બોલ્યો, " ઘુવડ, તને રાજાસાહેબ બોલાવે છે."

'રાજાસાહેબ!' રાજાસાહેબનું નામ પડતાં ઘુવડના હોશકોશ ઊડી ગયા. એને થયું, " હવે તો મૂઆ જ સમજવા. આ બધી આફતોમાંથી તો બચી ગયા, પણ રાજા પાસેથી બચાશે નહિ. એ તો ચોક્કસ શિક્ષા કરશે. પણ નહિ આવું એમ કેમ કહેવાય? તો તો રાજાસાહેબનો હુકમ તોડયો કહેવાય, અને વળી વધારે સજા થાય." ઘુવડ તો દરવાનની સાથે રાજા પાસે ગયો.

દરબાર ભરાયો છે. સિંહાસન ઉપર રાજાસાહેબ બેઠા છે. રાજાની પાસે આવી દરવાને ઘુવડને હાજર કર્યો. રાજાસાહેબે તો હસીને ઘુવડને આવકાર આપ્યો અને પોતાની પાસે બેસાડયો. પછી દરબારીઓને બધી વાત કરી અને ઘુવડની બહાદુરીનાં વખાણ કર્યાં. દરબારીઓ આ વાત સાંભળી ખુશ

ખુશ થઇ ગયા. રાજાએ ઘુવડને ભારે ઇનામ આપ્યું ને વિદાય આપી.

હવે ઘુવડના જીવમાં જીવ આવ્યો; પણ પેલી ' મૂઆ ' ' મૂઆ 'ની ભડક પેસી ગઇ તે પેસી ગઇ. રાત પડે છે ને એને વાત યાદ આવે છે અને ' મૂઓ! ' ' મૂઓ! ' એમ કરે છે. બિચારો ઘુવડ પોતાની જાતને માટે ' મૂઓ ! મૂઓ ! ' કહે છે; પણ લોકો પોતાને કહે છે એમ માની એને મારે છે. એમને કાંઇ આ વાતની ખબર છે ?



# સસલાભાઈ

એક હતા સસલાભાઈ, એક વખત પરગામ જવા નીકળ્યા. રસ્તામાં શિયાળ મળ્યું.

શિયાળ કહે, " સસલાભાઈ, ક્યાં ચાલ્યા ? "

સસલાભાઈ કહે, " પરગામ. "

શિયાળભાઈ કહે, " બે ચાર દિવસની તૈયારી કરીને નીકળ્યા હો એમ લાગે છે. "

સસલાભાઈ કહે, " હાસ્તો. બહુ વખતે જઈએ એટલે એકદમ કાંઈ પાછું અવાય છે ? સગાંવહાલાંને મળીશું. વાતોચીતો કરીશું. બે ચાર દિ' રહેશું. પછી પાછા ફરીશું. "

શિયાળભાઇ કહે, " ઠીક ઠીક. લ્યો ત્યારે રજા લઉં છું. હવે તમે ઊપડો, નહિ તો મોડું થશે "

શિયાળભાઈ ચાલતા થયા અને સસલાભાઇ ઊપડયા.

શિયાળભાઇએ વિચાર કર્યો, સસલાભાઈ પરગામ ગયા છે તો ચાલો ને એમને ઘેર જ ધામા નાંખીએ.

શિયાળભાઇ તો ગયા સસલાભાઇને ઘેર. ઘેર જઇને કહે :

“ સસલાભાઇ તો સામા મળ્યા
સંદેશો એ કહેતા ગયા
ઘેર સસલીબાઇ એકલાં
છોરું એમને ઝાઝાં છે.
કોઇ નાનાં છે, કોઇ મોટાં છે.
કોઇ રિસાય, કોઇ રડે,
કોઇ પડે, કોઇ આખડે,
સસલીબાઇ તે શું કરે ?
કોને લઇને એ ફરે ?
માટે શિયાળભાઇ: ઘેર જઇને રહેજો
છેયાં–છોકરાં લેજો
કામકાજ કરજો
હરજો ને ફરજો.

શિયાળભાઈનું બોલવું સાંભળી સસલીબાઈ રાજી થઈ ગયાં. શિયાળભાઈની એમણે તો ભારે આગતા–સ્વાગતા કરી ઘેર રાખ્યા. રોજ નવી નવી વાનીઓ કરે અને શિયાળભાઈને ખવરાવે. શિયાળભાઈ તો ખાય છે, પીએ છે અને મઝા કરે છે.

એવામાં બે ચાર દિવસ પૂરા થયા અને સસલાભાઈને આવવાનો દિવસ આવી પહોંચ્યો, એટલે શિયાળભાઈ કહે, “ સસલીબાઈ, લ્યો ત્યારે હવે હું રજા લઈશ. આજે તો સસલાભાઈ આવી પહોંચશે.”

સસલીબાઈએ કહ્યું, “ ભલે.”

શિયાળભાઈએ ચાલતી પકડી. થોડી વાર થઈ ને સસલાભાઈ ઘેર આવી પહોંચ્યા. સસલીબાઈ કહે, “ શિયાળભાઈ બહુ સારા છે. ” સસલાભાઈને થયું કે આ સસલીબાઈ શેની વાત કરે છે? શેના શિયાળભાઈ ને શેની વાત? સસલીબાઈએ બધી વાત કરી ત્યારે સસલાભાઈને ખબર પડી કે આ તો સામા મળ્યા'તા એ શિયાળભાઈ છેતરી ગયા ને મજા કરી ગયા લાગે છે. સસલીબાઈ ભોંઠાં પડી ગયાં. “હશે,

હવે જે થયું તે થયું, કાંઇ નહિ. પણ કોઇ વખત લાગ આવે એમને બરોબર મજા ચખાડીશું," સસલાભાઈ બોલ્યા.

એક વાર ફરીથી સસલાભાઇને પરગામ જવાનું થયું. સસલાભાઇએ સસલીબાઇને બોલાવી કહ્યું, "જો શિયાળભાઇ આવે તો એમની આગતાસ્વાગતા કરી બેસાડજે. સાંજ પડે ને અંધારું થાય ત્યારે ઘરમાં એક ખાલી કોઠી બતાવજે અને કહેજે, 'શિયાળભાઇ, આમાંથી જરા દાણા કાઢી આપશો?' શિયાળભાઈ દાણા કાઢવા કોઠી ઉપર ચડે એટલે ધક્કો મારજે અને પછી કોઠીનું મોઢિયું બંધ કરી દેજે."

સસલીબાઇએ કહ્યું, "ઠીક"

સસલાભાઇ ચાલતા થયા. સામે શિયાળભાઇનો ભેટો થયો.

શિયાળભાઈ કહે, "કાં સસલાભાઇ, ઉતાવળા?"

સસલાભાઇ કહે, "જરી ઉતાવળનું કામ છે એટલે બહાર જાઉં છું."

શિયાળભાઇને થયું સસલાભાઇને ખબર પડી લાગતી નથી માટે ચાલોને આજે ય એમને ઘેર જઈ ધામો નાખીએ. શિયાળભાઈ સસલાભાઈના ઘર તરફ ઊપડયા.

દૂરથી શિયાળભાઇને આવતા જોઇ "મામા આવ્યા! મામા આવ્યા!" કહી સસલીબાઈનાં બાળકો દોડી આવ્યાં ને શિયાળભાઈને વળગી પડયાં શિયાળભાઈ તો ખુશ થતા થતા ઘેર આવ્યા ને સસલીબાઇએ ખાટલો ઢાળી આપ્યો એની ઉપર બેઠા.

સાંજ પડી ને અંધારું થયું એટલે સસલીબાઈ કહે, "શિયાળભાઈ, આ કોઠીમાંથી જરા ચોખા કાઢી આપશો?"

શિયાળભાઈ કહે, "હોવે, ચાલોને કાઢી દઉં" કહી ઘરમાં ગયા. કોઠી ઊંચી હતી એટલે શિયાળ-ભાઇ ઉપર ચઢયા અને કોઠીની અંદર જેવો હાથ નાખ્યો એવો પાછળથી સસલીબાઇએ ધક્કો માર્યો. શિયાળભાઈ તો પડયા કોઠીમાં. તરત સસલીબાઈએ કોઠીનું મોઢું બંધ કરી દીધું. ત્યાં છોકરાં આવી ચડયાં અને બોલવા લાગ્યાં:

"કોઠીની અંદર કોણ છે?
શિયાળભાઇ,
શું કરે છે?
બેઠા છે,
શું ખાય છે?
હવા,
કેવી સરસ હવા!"

એવામાં સસલાભાઈ પણ આવી પહોંચ્યા. છોકરાંને બોલતાં સાંભળી પૂછ્યું, "અરે, શું છે?"

છોકરાં બોલ્યાં:

"કોઠીની અંદર કોણ છે?
શિયાળભાઇ,
શું કરે છે?
બેઠા છે,
શું ખાય છે?
હવા,
કેવી સરસ હવા!"

છોકરાંનું બોલવું સાંભળી સસલાભાઇને હસવું આવ્યું, પણ હસવું ખાળી બોલ્યા, "અરે છોકરાં, શિયાળભાઈ કોઠીમાં કયાંથી? કાઢો, કાઢો એમને બહાર, બિચારા ચગદાઇ ગયા હશે. સસલીબાઈ, જાવ, ખાટલો પાથરો અને શેક કરવા સગડી સળગાવો."

સસલીબાઇએ તો એક ભાંગેલો તૂટેલો ખાટલો લાવી પથારી કરી ને એની નીચે દેવતા પાથર્યો. સસલાભાઇએ કોઠીનું મોઢિયું ઉઘાડી શિયાળભાઇને બહાર કાઢ્યા અને સસલીબાઇએ ખાટલો પાથર્યો હતો ત્યાં સુવરાવવા લઇ ગયા, પણ શિયાળભાઇ જ્યાં ખાટલા ઉપર સવા જાય છે ત્યાં તો ખાટલો તૂટી ગયો અને શિયાળભાઈ ધબાક કરતાંને દેવતાની ઉપર પડયા. એ તો 'ઓ બાપ રે!' કે'તાકને નાઠા નાઠા તે નાઠા. સસલાભાઇ કહે, "અરે શિયાળભાઇ, ઊભા તો રહો!" પણ શિયાળભાઈ શેના ઊભા રહે! એ તો નાઠા તે નાઠા.

તે દિવસ પછી શિયાળભાઈ સસલાભાઇને ઘેર આવવાનું ભૂલી ગયા અને સસલાભાઈને સસલીબાઈએ ખાધું, પીધું ને મજા કરી.

# ઉંદરને જડ્યો પૈસો

એક હતા ઉંદરભાઈ. એક વખત એમને પૈસો જડ્યો. ઉંદરભાઈએ વિચાર્યું, આ પૈસાનું કરશું શું ? જો ખાવાનું લઈશું તો પૈસો જતો રહેશે ને ખાવાનું ખવાઈ જશે. એના કરતાં પૈસાનું કાંઈક એવું લેવું કે જે સદા ય આપણી પાસે ને પાસે જ રહે.

ઉંદરભાઈ વિચાર કરતા ઊભા હતા એવામાં એમની પાસે થઈને રાજાની સવારી નીકળી. સોનાના રથમાં રાજા સાહેબ બેઠા છે. માથે મુગટ છે, કેડે તલવાર લટકે છે. આગળ છડીદારો છડી પુકારે છે. ઉંદરભાઈને થયું, આ પૈસામાં રાજા થવાય ? જો રાજા થવાય તો તો આપણું કામ થઈ જાય.

પણ રાજા કેવી રીતે થવાય? ઉંદરભાઇ વિચારવા લાગ્યા. વિચારતાં વિચારતાં ઉંદરભાઇએ નક્કી કર્યું કે પૈસાની ત્રણ પાઈઓ કરાવી એક પાઇનો કરાવવો રાજા જેવો મુગટ, બીજી પાઈની ઘડાવવી રાજા જેવી તલવાર, અને ત્રીજી પાઇનો લેવો રાજા જેવો રથ; પછી એ રથમાં બેસી, રાજા પાસે જઈ કરવી લડાઈ અને લેવું રાજ.

એમ નક્કી કરી ઉંદરભાઈ તો ગયા વાણિયા પાસે, અને પૈસાની ત્રણ પાઈ લઇ ઊપડયા સોનીને ઘેર, જઇ કહે, "સોની, સોની, લે આ પાઇ અને બનાવી દે મુગટ."

સોની કહે, "ઉંદરભાઈ, ઉંદરભાઈ, મુગટને શું કરશો?"

ઉંદર બોલ્યો, "શું કરશો શું?
એક પાઇનો હું મુગટ લૈશ
બીજીની તલવાર લૈશ
ત્રીજી પાઇનો રથ લૈશ"

સોની કહે, "પછી?"

"એ રથમાં હું બેસી જેશ
રાજા સામે લડવા જેશ
રાજાજીનું રાજ લૈશ."

સોની કહે, "એમ! તો તો ચાલો તમને જલદી જલદી મુગટ ઘડી દઉં." એમ કહી સોનીએ તુરતાતુરત મુગટ બનાવ્યો અને ઉંદરભાઇને આપ્યો. ઉંદરભાઇ તો મુગટ પહેરી ઊપડયા લુહારના ઘર તરફ. લુહારને ઘેર જઈ કહે, "લુહાર લુહાર, લે આ પાઈ અને ઘડી દે તલવાર." લુહાર કહે, "અરે ઉંદરભાઇ, તલવાર ઘડાવીને શું કરશો?"

ઉંદર કહે, "શું કરશો શું, જોતો નથી?
એક પાઈનો આ મુગટ પહેર્યો
બીજીની તલવાર લૈશ
ત્રીજી પાઇનો રથ લૈશ."

લુહાર કહે, "પછી?"

"એ રથમાં હું બેસી જેશ
રાજા સામે લડવા જેશ
રાજાજીનું રાજ લૈશ."

લુહાર કહે, "એમ! તો તો લો તમને જલદી જલદી તલવાર ઘડી દઉં." એમ બોલી લુહારે તો તુરતાતુરત ઉંદરભાઇને તલવાર ઘડી દીધી ને ઉંદરભાઈ તો કેડે તલવાર લટકાવી ઊપડયા સુથારના ઘર તરફ. સુથારને ઘેર જઇ ઉંદરભાઈ તો કહે, "સુથાર, સુથાર, લે આ પાઇ અને બનાવી દે રથ."

સુથાર કહે, "ઉંદરભાઈ, ઉંદરભાઇ, રથને શું કરશો ?"

ઉંદર કહે, " શું કરશો શું, જોતો નથી ?

એક પાઇનો આ મુગટ પહેર્યો
બીજીની તલવાર લીધી
ત્રીજી પાઇનો રથ લૈશ."

સુથાર કહે "પછી?"

"એ રથમાં હું બેસી જૈશ
રાજા સામે લડવા જૈશ
રાજાજીનું રાજ લૈશ."

સુથાર કહે, "ઓહો, એમ છે! તો તો ઉંદર-ભાઇ રથ કરતાં મને વાર થશે, એના કરતાં મારો આ તૈયાર જ રથ લેતા જાવ." એમ બોલી સુથારે પોતાનો તૈયાર રથ ઉંદરભાઇને આપ્યો અને ઉંદરભાઇ તો રથમાં બેસી ઊપડયા રાજાના મહેલ તરફ.

રૂમઝૂમ રૂમઝૂમ રથના ઘૂઘરા વાગે છે અને ઉંદરભાઈ તો જાય છે. એવામાં રાજાની કચેરીનો ચોક આવ્યો. ચોકમાં ઉંદરભાઈને એક કૂકડો મળ્યો. કૂકડે ઉંદરભાઇને પૂછ્યું: "ઉંદરભાઇ, ઉંદર-ભાઈ, કયાં ચાલ્યા?"

ઉંદર કહે, "જોતો નથી?

એક પાઇનો આ મુગટ પહેર્યો
બીજીની તલવાર લીધી
ત્રીજી પાઇનો રથ લીધો
એ રથમાં હું બેસી જાઉં
રાજા સામે લડવા જાઉં
રાજાજીનું રાજ લઉં."

કૂકડો કહે, "ઉંદરભાઇ, તો તો ચાલો, ભેગો હું ય આવું. તમારી સાથે રહીશ અને છડી પોકારીશ."

ઉંદર કહે, "ભલે."

કૂકડો તો રથમાં બેસી ગયો અને રાજાની કચેરી આવી એટલે રથમાંથી ઊતરી છડી પુકારીઃ

"ઉંદર રાણા આવે છે
રાજાજીને કહાવે છે
વગડાવજો વાજાં
તૈયાર થાવ રાજા."

છડી સાંભળતાંની સાથેજ રાજાએ સિપાઇને હુકમ કર્યોઃ "સિપાઈ, જાવ, બહાર તપાસ કરો, શું છે?"

સિપાઇ બહાર આવી તપાસ કરે એ પહેલાં તો ઉંદર રથમાંથી કૂદકો લગાવતાંકને દરવાજાની વચ્ચોવચ્ચ આવ્યો અને બોલ્યોઃ

"આવ લડવા! આવ લડવા!
રાજા લડવા આવ!

મેદાનમાં હું બહાર પડયો છું
સેના તારી લાવ!
થોભીશ ના! થોભીશ ના!
થોભીશ ના પળવાર
આ જોઇ ના! તેં જોઇ ના!
કેવી મારી તલવાર!"

નાનો એવો રથ. નાની એવી તલવાર. નાનો એવો મુગટ. રાજાએ જોયું ઉંદરભાઇ આવ્યા છે તો બની ઠનીને, તો ભલે ઘડી વાર રાજગાદીએ બેસે ને લહાવો લે.

"ઉંદરરાણા, ઉંદરરાણા, બેસો રાજગાદીએ, હું તો આ ચાલ્યો." એમ બોલી રાજાજી મહેલની અંદર ગયા અને ઇશારાથી સિપાઇને બોલાવી પાળેલી બિલાડી લઈ આવવા હુકમ કર્યો.

ઉંદરભાઈ તો એક કૂદકો મારતાંકને રાજ-સિંહાસન પર ચડી ગયા અને કૂકડાને છડી પુકારવાનો હુકમ કર્યો. કૂકડે છડી પુકારી:

"છોડો, છોડો, લોકો તમે છોડો કામકાજ;
કરો લીલાલહેર, હવે ઉંદરજીનું રાજ."

કૂકડાની છડી સાંભળી ઉંદરભાઇ તો મૂછોમાં મલકાવા લાગ્યા. એવામાં સિપાઈએ આવી પાળેલી બિલાડી રાજાના હાથમાં મૂકી અને રાજાજીએ ધીરે રહીને એને સિંહાસન તરફ છોડી મૂકી. બિલાડી તો મિયાઉં કરતી સિંહાસન તરફ આવી.

મિયાઉંનો અવાજ સાંભળી ઉંદર બોલ્યો, "અરે કૂકડા, તપાસ કર આ મિયાઉં કોણ કરે છે?"

કૂકડો તપાસ કરવા સિંહાસન પાછળ ગયો, પણ ત્યાં તો બીજી બાજુથી આગળ આવી મિયાઉં કરતી બિલાડી ઉંદરની સામે જ આવીને ઊભી રહી! ઉંદરે જોયું, ઓત્તારી! આ તો બિલાડી. નાસો મારા બાપ. ઉંદરે તો સિંહાસન પરથી મૂકયું પડતું હેઠે અને નાઠા દોટાદોટ.

આગળ ઉંદર અને પાછળ બિલાડી. દોડયાં જ જાય છે. એવામાં એક દર આવ્યું. આડું અવળું જોયા વિના ઉંદર તો એમાં પેસી જ ગયો. બિલાડી બાઈ પાછાં ફર્યાં. થોડી વારે ઉંદર બહાર આવ્યો.

બહાર આવી ઉંદરે જોયું તો જે જગાએથી એને પૈસો જડયો હતો એ જગાએ એ ઊભો હતો.

ઉંદર બોલ્યો: "ઓત્તારી !
આ તો ના મળ્યું ખાવા કે ના બીજું કંઇ;
મફતની દોડાદોડી વધારામાં થઇ."



# કૂકડાનું કૂકડેકૂક !

એક હતો કૂકડો. એની પડોશમાં એક પોપટ રહે. પોપટ કાશીએ જઈ આવેલો ને ભણીગણીને પંડિત થયેલો. રોજ વહેલી સવારે રામ નામ પઢે ને પઢાવે. સૌ એને માનપાન આપે.

પોપટને જોઇ કૂકડાને થયું કે હું ય કાંઇ પોપટ-થી કમ નથી. પોપટ જો કાશીએ જઈ ભણીગણીને પંડિત થઈ શકે છે તો હું કેમ ન થઇ શકું ? હું ય કાશીએ જઇને પંડિત થઇ આવું ને વહેલી સવારે રામ નામ પઢું, પઢાવું ને સૌનાં માનપાન મેળવું. માબાપ પાસે કૂકડાએ તો કાશી જવાની વાત કરી. માબાપે કૂકડાને આશિષ આપીને વિદાય કર્યો.

કૂકડો તો ઊપડયો કાશીએ અને ગંગાકિનારે જઇ એક આશ્રમમાં દાખલ થયો. રોજ વહેલી સવારે

સૌ શિષ્યો જાગે ત્યારે કૂકડો પણ જાગે ને નાહી ધોઇને સૌ પૂજાપાઠ કરવા તૈયાર થઇ જાય તેમ કૂકડો પણ તૈયાર થઇ પાઠપૂજા કરે. સૌ મંત્ર બોલવા માંડે પણ કૂકડાભાઇને મંત્ર ના આવડે એટલે ગણગણવા માંડે ને પોતાને આવડે છે એવો ડોળ કરે.

એક મહિનો થયો, બે મહિના થયા, ત્રણ મહિના થયા. કૂકડો તો આશ્રમમાં રહે છે ને સૌનું જોઇને સૌ જેમ કરે તે પ્રમાણે કરે છે.

એવામાં એકવાર એમને ઘેરથી કાગળ આવ્યો કે તમને કાશી ગયે ત્રણ મહિના થઇ ગયા છતાં તમારો કાગળ કેમ નથી ? બીજાઓના તો એમને ઘેર કાગળ આવે છે ને તેઓ શું શીખ્યા છે તે લખે છે, તો તમે પણ શું શીખ્યા છો તે તરત અમને લખી મોકલો.

કાગળ વાંચી કૂકડાભાઇ તો વિચારમાં પડી ગયા. કૂકડાભાઇને થયું, હવે ઘેર લખવું શું ? પોતે અહીં આવીને કેટલું શીખ્યા'તા એની તો એમને ખબર હતી એટલે એને વિષે તો શું લખે ? અને

કદાચ લખે કે અમે તો આટલું આટલું શીખ્યા છીએ, પણ ઘરે જાય અને ન આવડે તો ?

છેવટે કૂકડાભાઈએ વિચાર કર્યો કે શું શીખ્યા ને કેટલું શીખ્યા એને વિષે ન લખવું. પણ આટલું લખવું કે:

વહેલી પરોઢે જાગીએ
ગુરુને પગે લાગીએ,
'કૂકડેકૂક' કરીએ છીએ
ગંગાતીરે ફરીએ છીએ.

આથી માબાપના મનને એમ થશે કે કૂકડા પર ગુરુની મહેરબાની છે અને હમણાં કૂકડેકૂકનો મંત્ર શીખે છે.

અને બન્યું પણ એમ જ. કૂકડાનો કાગળ એના ઘરના લોકોએ વાંચ્યો ત્યારે એમના આનંદનો પાર ના રહ્યો. એમને થયું આહો, કૂકડો વહેલો ઊઠતો થઈ ગયો ! અહીંયાં તો કૂકડો સાંજ પડે સૂઈ જતો તે દિવસ થાય તોય નહોતો ઊઠતો, અને ત્યાં કેટલો બધો વહેલો ઊઠે છે ! એ તો લખે છે કે:—

વહેલી પરોઢે જાગીએ
ગુરુને પગે લાગીએ

આની ઉપરથી લાગે છે કે એના ગુરુની એના ઉપર ખૂબ કૃપા હશે અને 'કૂકડેકૂકનો' મંત્ર એથી જ એને આપ્યો હશે. આહ ! કૂકડો કેવો ય મોટો પંડિત થઇ ગયો હશે !

કૂકડાનાં માબાપ તો જ્યાં જાય ત્યાં કૂકડાની પંડિતાઈની વાતો કરે, ને એની હોશિયારીનું વર્ણન કરે.

એમ કરતાં કરતાં એક વર્ષ, બે વર્ષ એમ બાર વર્ષ થઈ ગયાં અને કૂકડાનો કાશીથી પાછા ફરવાનો સમય થવા આવ્યો.

માબાપને તો થવા લાગ્યું કે ક્યારે કૂકડો ઘેર આવે ને એની પંડિતાઇ જોવા મળે. છેવટે દિવસ આવ્યો ને કૂકડો ઘેર આવ્યો. માબાપે તો કૂકડાનાં ઓવારણાં લીધાં. કૂકડે બડાઇ મારવામાં કમી ના રાખી. એણે તો પોતાનાં બણગાં ફૂંકવા જ માંડયાં, પણ એમ ક્યાં સુધી ચાલે ?

પોપટ તો રોજ સવારે પહેલો ઊઠે ને રામનામ પઢે ને પઢાવે. કૂકડો નામ પઢતાં આવડે નહિ તો પછી પઢાવવાની તો વાત જ કેવી? એ તો કૂકડેકૂક, કૂકડેકૂક કરે.

લોકોને થયું, કૂકડો આ શું શીખી આવ્યો છે? આ કૂકડેકૂક તે કયા ભગવાનનું નામ? લોકોએ આવી કૂકડાને પૂછ્યું, "કૂકડાભાઈ, તમે રામનામ તો પઢતા નથી. તમે તો કૂકડેકૂક કરો છો. તો એ કૂકડેકૂક કોણ? એવો મંત્ર કેવો?"

કૂકડો બોલ્યો: "એની તમને હમણાં ખબર નહિ પડે, પણ કૂકડેકૂક કરશો ને એનો મંત્ર ભણશો ત્યારે જ એની ખબર પડશે."

લોકોએ કૂકડાના કહેવા મુજબ કૂકડેકૂક કરવા માંડયું, પણ તો ય કાંઈ ખબર પડી નહિ એટલે ફરીથી કૂકડાને જઈ કહ્યું: "કૂકડાભાઈ, અમે તો કડેકક કર્યું તો ય કાંઈ ખબર ન પડી!"

કૂકડો કહે: "એમ કાંઈ એકદમ ખબર ન પડે. એ તો મારી જેમ બાર વરસ કરો ત્યારે ખબર પડે."

લોકો બોલ્યા: “પણ કૂકડાભાઈ, પોપટ તો એમ કહેતો નથી!”

કૂકડો બોલ્યો: “તે પોપટ શેનો કહે? એનો રામનામનો મંત્ર એટલો સહેલો છે કે એની તરત ખબર પડે, અમારો કૂકડે.ક મંત્ર કાંઈ એવો સહેલો નથી કે જેને તેને આવડી જાય!”

કૂકડાને આવી શેખાઈ કરતો જોઈને કેટલાકને થયું કે કાશીએ જઈને આ કાંઈ શીખી આવ્યો નથી પણ ઢોંગ કરતો લાગે છે, એટલે સૌએ કાશીએ જઈને કૂકડાએ શું કર્યું ને શું શીખી આવ્યો તેની તપાસ કરી. કૂકડાભાઈની પોલ પકડાઈ ગઈ ને હતા તેમ થઈ ગયા. કોઈ એમની પાસે આવે નહિ ને જાય નહિ. એ તો હતા તેવા એકલા જ રહ્યા. પણ બાર વર્ષ કાશીમાં રહીને સવારે વહેલા ઊઠવાની ટેવ તો પડી તે પડી જ. કૂકડાભાઈ રોજ સવારે વહેલા ઊઠે છે ને એકલા કૂકડેકૂક કરે છે. લોકો સમજી ગયા છે કે એમાં કાંઈ માલ નથી, એટલે કોઈ એમનો મંત્ર સાંભળવા જતું નથી અને કૂકડાભાઈ એકલા ‘કૂકડેકૂક! કૂકડેકૂક!’ કર્યા જ કરે છે. તમે કૂકડાભાઈને એ રીતે કૂકડેકૂક કરતા સાંભળ્યા છે?

# ચંદા અને બુલબુલ

એક સોદાગર હતો. એને એક દીકરી. એનું નામ ચંદા. ચંદા હસમુખી અને આનંદી. આખો દહાડો એ રમ્યા કરે અને મજા કરે. સોદાગર એને જોઈ રાજી રાજી થઈ જાય.

સોદાગરનો દેશદેશ વેપાર ચાલે. બંદરે બંદરે વહાણ જાય. સોદાગર જ્યારે જ્યારે જ્યાં જ્યાં જાય ત્યાં ત્યાંથી એક સુંદર વસ્તુ ચંદા માટે લેતો આવે.

ચંદા પાસે એવી દેશદેશની અનેક વસ્તુઓ હતી. એક ખાસ ઓરડી હતી એમાં એ બધું રાખી મૂકતી અને સંગ્રહ કરતી.

એક વાર સોદાગર ચંદાને માટે કોઈ વસ્તુ ન લાવતાં એક બુલબુલ લાવ્યો. ચંદા તો બુલબુલને જોઈ

ખુશ ખુશ થઈ ગઈ. ચંદા એકલી હતી. એની સાથે રમનારું કોઈ નહોતું તેથી બુલબુલના આવ્યાથી હવે મજા પડશે. ચંદા ખૂબ રાજી થઈ. એણે એ નવી ભેટ સોદાગર પાસેથી ખૂબ પ્રેમપૂર્વક સ્વીકારી.

ચંદાએ બુલબુલ માટે એક સુંદર પાંજરું કરાવ્યું, અને એ પાંજરું એણે હમેશાં પોતે સૂતી એ ઓરડાના રસ્તા પર પડતા ઝરૂખાની ઉપર લટકાવ્યું.

ચંદા રોજ બુલબુલની જાતે સંભાળ લે. એનું પાંજરું પણ એ જ સાફ કરે. એને ખાવાનું પણ એ જ ખવડાવે. બુલબુલનું બધું જ કામ એ કરે. પણ બુલબુલ ન તો એકે ય મીઠો ટહુકો કરે કે આનંદિત રહે. ચંદાને વિચાર આવ્યો, હું બુલબુલની આટલી બધી સંભાળ લઉં છું તો ય બુલબુલ કેમ આનંદિત દેખાતું નથી? એને શું થતું હશે?

એક દિવસ ચંદા બુલબુલના પાંજરાની પાસે આવી. ઝરૂખામાં ઊભી રહીને એ બુલબુલને કહેવા

લાગી, “બુલબુલ, તને શું થાય છે? તું કેમ બોલતું નથી?”

ચંદાનું બોલવું સાંભળી બુલબુલે એની સામે જોયું. એની આંખમાંથી બે આંસુ સરી પડયાં. ચંદાએ એ જોયાં. “તને અહીં નથી ગમતું? મારા બાપુજી તને પકડી લાવ્યા તેથી શું તું રૂવે છે? તો લે હું તને છોડી મૂકું છું, તું તારે દેશ જા.” કહી ચંદાએ પાંજરાનું બારણું ખોલ્યું અને ચંદા ચાલી ગઈ.

બીજે દિવસે ચંદાએ આવીને જોયું તો બુલબુલ ગયું નહોતું. ચંદાએ ધીરે રહી બુલબુલને પાંજરાની બહાર કાઢયું અને એના શરીર પર વહાલથી હાથ ફેરવતાં એ બોલી, “બુલબુલ, તું ગભરાઈશ નહિ, હું તારી બહેન છું, આપણે બે સાથે રમીશું, તું મારી સાથે ફરવા આવજે.”

થોડા દિવસમાં બુલબુલ ચંદા સાથે હળી ગયું અને ચંદાનું દોસ્ત બની ગયું. કોઈ કોઈ વાર મજામાં આવી જાય ત્યારે ચંદાને ગીતો પણ સંભ-

ળાવવા લાગ્યું. ચંદા બુલબુલનાં ગીતો સાંભળી ખૂબ આનંદ પામે.

ચંદા રોજ સાંજે ફરવા જાય. બુલબુલને પણ સાથે લેતી જાય. પાંજરામાંથી બુલબુલને છૂટું મૂકી દે અને બુલબુલ ચંદાની પાછળ જાય. ગામને પાદરે એક બાગ. ચંદા અને બુલબુલ બંને ત્યાં કિલ્લોલ કરે.

એક વાર ચંદા બાગથી પાછી ફરતી હતી. બુલબુલ પણ ઊડતું ઊડતું એની પાછળ આવતું હતું. સાંજ પડી ગઈ હતી. સહેજ સહેજ અંધારું થઈ ગયું હતું, એવામાં શકરાબાજે છાનામાના આવી બુલબુલ પર હુમલો કર્યો અને બુલબુલે ચીસ નાખી.

બુલબુલની ચીસ સાંભળી ચંદા દોડતી આવી પહોંચી અને બૂમાબૂમ કરી મૂકી. થોડી વારમાં લોકો ભેગા થઈ ગયા અને બાજને મારી કાઢયો.

બુલબુલ બચી ગયું પણ એના શરીરે બાજના પંજાના ઠીક ઠીક ઉઝરડા પડયા હતા. ચંદાએ ઘેર જઈને બુલબુલના ઉઝરડા સાફ કર્યા. લગભગ દસ

દિવસ પછી બુલબુલ સાજું થયું ત્યારથી ચંદા બુલ-બુલને પોતાના હાથ પર બેસાડીને ફરવા લઇ જાય કે ખભે બેસાડીને; પણ એકલું ન મૂકે.

એક વખત ગામમાં રોગ ચાલ્યો ને સોદાગર-ની સ્ત્રી ગુજરી ગઇ. ચંદા એકલી પડી. એવામાં પરદેશથી સંદેશો આવ્યો કે સોદાગરને ઝટ મોકલો. સોદાગર મૂંઝાયો. ચંદાને એકલી છોડી જવાની એની હિંમત ન ચાલી.

ચંદાએ આ વાત જાણી એટલે એ સોદાગરની પાસે ગઇ અને કહ્યું, "બાપુજી, મારી ચિંતા કરશો નહિ, તમે ખુશીથી જાઓ."

છેવટે સોદાગર જવા તૈયાર થયો. માણસોને ચંદાની સોંપણી કરી. કામ પતાવી જલદી આવી જઇશ એમ કહી એ ઊપડયો. પણ એક બાજુ સોદાગર ઊપડયો અને બીજી બાજુ ચંદા બીમાર પડી. માણસોએ દવાની બાકી રાખી નહિ, પણ એથી ચંદાની બીમારી મટી નહિ. દિવસે દિવસે એ વધતી ગઈ.

ચંદા બીમાર પડવાથી બુલબુલ બીચારું એકલું પડયું. માણસો ખાવાનું આવી મૂકી જાય પણ ચંદા વિના એને ખાવાનું ભાવે નહિ, ખાવાનું લગભગ એમનું એમ જ પડી રહે.

ચંદાએ માણસોને પૂછયું, "બુલબુલની સંભાળ તો રાખો છો ને ?"

માણસોએ કહ્યું, "હા, પણ બુલબુલ તમે માંદાં પડયાં છો ત્યારથી ખાતું નથી. ખાવાનું એમનું એમ જ પડી રહે છે."

ચંદાએ બુલબુલનું પાંજરું એની પાસે મંગાવ્યું. માણસોએ બુલબુલનું પાંજરું લાવી ચંદા પાસે મૂકયું. ચંદાએ બુલબુલને કહ્યું, "બુલબુલ, તું કેમ ખાતું નથી. બેન માંદી પડી છે એથી? જો, હું સાજી છું. લે ખા." કહી ચંદાએ સક્કરજનનો એક કટકો ધર્યો. પણ બુલબુલ એને અડયું નહિ.

ચંદાએ કહ્યું, "લે, જો, હું ખાઉં છું. હવે તું ખા." કહી એક કટકો પોતાના મોઢામાં મૂકયો અને બીજો બુલબુલને ધર્યો. બુલબુલે તે પોતાના મોંમાં લઈ લીધો.

માણસો જોઇ રહ્યા. ચંદાએ હસીને બુલબુલને કહ્યું, "બુલબુલ, બેન તને બહુ વહાલી છે ખરું ને! પણ બેન નહિ હોય ત્યારે શું કરીશ?" બોલી ચંદાએ બુલબુલની સામે જોયું. બુલબુલે આંખો મીચી દીધી. બુલબુલ બેનનું છેલ્લું હેત માણી લઇ આ દુનિયામાંથી ચાલ્યું ગયું–બુલબુલ મરી ગયું.

આ જોતાં જ ચંદાનો શ્વાસ ભરાઇ આવ્યો. એની છાતી ધડકી ઊઠી અને આંખો ફાટી ગઈ. ઘડી પહેલાં હસતી ચંદાના મોંમાંથી 'બુલબુલ!' એટલો જ અવાજ નીકળ્યો, પછી એનું મોં સિવાઈ ગયું અને એની આંખો સદાયને માટે મિચાઈ ગઇ.

ચંદા કે બુલબુલ બેમાંથી કોઈ જીવતું ન હતું!

* * *

થોડા દિવસ પછી સોદાગર પાછો ફર્યો. ઘર પાસે આવતાં જ ઝરૂખા તરફ એણે નજર નાખી અને પાંજરું ન જોયું. સોદાગરને પેટમાં ફાળ પડી.

સોદાગર ઘેર પહોંચ્યો. માણસો એની સામે

આવીને ઊભા ! પણ કોઇનું મોં ઊઘડતું ન હતું. સોદાગર વાત સમજી ગયો.

પછી ચંદા ને બુલબુલની યાદમાં સોદાગરે ગામ બહાર એક વિહાર બનાવ્યો. એ વિહારમાં એણે ગામનાં બાળકો માટે રમતોનાં સાધનો ઊભાં કર્યાં અને પંખીઓ ખાઈપીને આનંદ કરે એટલા માટે ચણની ને પાણીની વ્યવસ્થા કરી.

સોદાગરને જ્યારે જ્યારે ચંદા ને બુલબુલ યાદ આવે છે ત્યારે ત્યારે એ વિહારમાં એ બેસવા જાય છે અને રમતાં બાળકો અને ચણતાં પંખીઓને જોઇ સંતોષ અનુભવે છે.



# કોયલનો ટહુકાર

ગામને પાદર એક નદી. નદીને તીરે એક ઘટાદાર વડલો. રોજ બપોર થાય એટલે એની ઉપર આવી એક પંખી બેસે અને કોઈની રાહ જુએ.

બપોર થાય એટલે એક ભરવાડનો છોકરો ગાયોના ધણ સાથે કિનારે આવે અને ગાયોને ચરવા છૂટી મૂકી પછી વડના છાયા હેઠળ આવી ઘડીક સૂઈ જાય ને મીઠી ઊંઘ લે.

બપોરા થઈ ગયા પછી છોકરો ઊઠે અને સાથે લાવેલી બંસરી લઈ વડ ઉપર ચઢે. પછી એક મજાની ડાળ ઉપર બેસી એ બંસરી વગાડે.

દૂર દૂર લીલું લીલું ઘાસ ચરતી ગાયો ઘડીભર થંભી જાય. ખળખળ અવાજ કરતાં ચાલી જતાં નદીનાં પાણી ઘડીભર શાંત થઈ જાય. આખું વન એ

બંસરીના નાદથી કિલ્લોલી ઊઠે. ડાળ ઉપર છોકરાની સામે જ બેઠું બેઠું પંખી ડોલે અને બંસરીના સૂરો ઝીલે. ક્યાં ય સુધી આમ ચાલે. છોકરો બંસરી વગાડે અને પેલું પંખી તે સાંભળી રહે.

સાંજ પડે. સૂરજ 'ઘેર જઉં, જઉં' કરતો આકાશમાં સંતાઈ જાય, ત્યારે છોકરો વડ ઉપરથી હેઠે ઊતરી ગાયોને એકઠી કરી ગામ તરફ જાય.

આમ રોજ ચાલે. એક દિવસ પેલું પંખી વખત થયો તો ય આવ્યું નહિ. છોકરાને ચિંતા થઈ. "પંખી ક્યાં ગયું હશે? કેમ નહિ આવ્યું હોય?"

છોકરો નદીનો બધો ય કિનારો ખૂંદી વળ્યો અને ઝાડેઝાડ જોઈ વળ્યો. એકકે ઝાડ બાકી રહેવા ન દીધું, પણ પંખીને ન દીઠું. છોકરો નિરાશ થયો. એ દિવસે એણે એની બંસરી વગાડી નહિ. અને એની બંસરીના સૂરથી આનંદ પામતી ગાયોને જાણે તે દિવસે ચરવામાં મજા ન પડી, નદીનાં પાણી વહી જતાં હતાં, પણ એમાં બંસરીના સૂરનો આનંદ જણાતો ન હતો.

એક દિવસ ગયો, બે દિવસ ગયા, પણ પંખી જણાયું નહિ. અને છોકરાનું ચિત્ત હાથ ન રહ્યું. પંખી વિના તે બાવરો બની ગયો અને ગાયો તરફ એ બેધ્યાન બનતો ગયો. ગાયો બરોબર ઘાસ ચરીને આવતી નહિ, એટલે લોકોનું ધ્યાન એ તરફ ગયું અને એમણે છોકરાનાં માબાપને કહી છોકરો ધ્યાન આપે એમ જણાવ્યું.

માબાપને પણ લાગ્યું કે "છોકરો પહેલાં જેવો દેખાતો નથી, અને ધીરે ધીરે સુકાતો જાય છે. એને કંઇક થયું લાગે છે." પણ શું થયું છે એ તેઓ સમજી શકયાં નહિ.

શિયાળાની સવાર હતી. છોકરો હમણાં જ ઊઠી બહાર દાતણ કરતો તડકામાં ઊભો હતો. એવામાં એના ઘરની સામેના ઝાડની ડાળીએ આવી એક પંખી બેઠું અને એક મીઠો ટહુકો કર્યો. છોકરે એ ટહુકો સાંભળ્યો અને નાચી ઊઠયો: 'પંખી, પંખી!' કહી આનંદથી એ પોકારી ઊઠયો. છોકરાનાં માબાપે બહાર આવી જોયું તો ઝાડ ઉપર એક પંખી બેઠું

હતું. એમને થયું, "છોકરાને આ શી ઘેલછા લાગી છે!" એમણે હાથ ઉગામી પંખીને ઉડાડી મૂકયું.

છોકરાની માંદગી ચાલી ગઈ. જાણે પહેલાંના જેવું જ એનામાં તેજ આવી ગયું. છોકરો જતો હતો તેમ નદીને કાંઠે ગયો અને પંખી એની રાહ જોતું બેઠું હતું તે જોઇને તે આનંદ પામ્યો. છોકરે પંખીને કહ્યું, "પંખી, તું મને એકલો મૂકી ગયું ને!"

પંખીને થયું, "છોકરો બીચારો કેટલો ભોળો છે! પણ એને કયાં ખબર છે કે મારે તો દર વરસે આમ થવાનું—ચાર મહિના રહેવાનું અને આઠ મહિના ચાલ્યા જવાનું!"

પંખીને ઇચ્છા થઇ, "છોકરાને આ વાત કરું?" પણ વળી એને થયું, "એથી એને માઠું લાગશે અને પહેલાંની જેમ દુઃખી થશે તો?"

છેવટે પંખીએ છોકરાને કંઈ જવાબ આપ્યો નહિ અને હસતું હસતું એ છોકરાની સામે જોઇ રહ્યું.

પંખીને હસતું જોઈ ભરવાડનો છોકરો બોલ્યો, “ તો પછી હું ય તને મૂકીને ચાલ્યો જઈશ અને મારી બંસરી તને નહિ સંભળાવું. ”

પંખી છોકરાની સામે જોઈ રહ્યું. કેવો અદ્‌ભુત છોકરો! ઘડીભર બેઉ મૂગાં રહ્યાં. પછી છોકરો બોલ્યો, “ જો, હવેથી તારે નાસી જવાનું નહિ, હો!” કહી એણે બંસરી હાથમાં લીધી અને વગાડવા માંડી. ઘડી વારમાં આખું જંગલ એના સૂરથી ભરાઈ ગયું. ઝાડ નાચી ઊઠયાં, નદીનાં પાણી નાચી ઊઠયાં, ચરતી ગાયો નાચી ઊઠી. સૌ ખુશ ખુશ થઈ ગયાં. પંખીના આનંદનો પાર ન હતો.

સાંજ પડી. છોકરો હરખાતો હરખાતો ઘેર ગયો. પણ પંખીનું મન આજે પ્રફુલ્લિત નહોતું. એના મનમાં છોકરાના પેલા શબ્દો રમી રહ્યા હતા. ‘ જો તું મને મૂકીને ચાલ્યું જઈશ તો પછી હું પણ તને મૂકીને ચાલ્યો જઈશ. ’ રખેને પોતાના ચાલ્યા ગયા પછી છોકરો એમ કરે તો! એ વિચારે પંખી દુ:ખી થતું હતું.

શરૂઆતમાં પંખીને એ વિચારે દુઃખ થવા લાગ્યું, પણ બેચાર દિવસમાં એ વાત વિસારે પડી. પંખી અને છોકરો જાણયે કંઈ જ બન્યું નથી એમ પાછાં હતાં તેમ કિલ્લોલ કરવા લાગ્યાં.

એમ કરતાં કરતાં દિવસો અને મહિના થયા. એક દિવસ અચાનક પાછું પેલું પંખી આવ્યું નહિ અને છોકરો નિરાશ થયો. આ વખતે એને ખૂબ માઠું લાગ્યું.

એને થયું, "પંખીને મારા શબ્દો યાદ નહિ રહ્યા હોય." છોકરે નિશ્ચય કર્યો, "કહ્યા મુજબ એને મૂકીને મારે ચાલી જવું જોઈએ."

છોકરો માંદો પડયો. અભણ માબાપે એને ભૂત-ડાકણ વળગી છે એમ માની ભૂવા બોલાવ્યા અને માનતાઓ માની; પણ એમ કંઈ છોકરો બચે! થોડા દિવસ પછી છોકરો મરી ગયો.

પાછો એ જ શિયાળો આવ્યો અને એ જ પ્રભાત આવ્યું. પેલા પંખીએ છોકરાના ઘર પાસેના ઝાડ ઉપર બેસી ટહુકો કર્યો. એના મનમાં એમ કે હમણાં

છોકરો નીકળશે, પણ ત્યાં તો ઘરમાંથી ભરવાડે નીકળી એવો પથરો ફેંક્યો કે પંખીને વાગતાં વાગતાં તે રહી ગયો અને પંખી ત્યાંથી ઊડી ગયું.

ભરવાડ બોલ્યો, "પો'ર તું જ આવ્યું'તું ને મારા છોકરાને ગાંડો કરી જીવ લઇ ગયું છે. તો તું તારાં છોકરાંનું મોઢું કોઇ દિવસ જોવા પામશે નહિ."

છોકરાના બાપનું બોલવું સાંભળી પંખી વાત સમજી ગયું. છોકરાના મૃત્યુથી એને બહુ અફ-સોસ થયો.

એ પંખી કયું હશે એ તમે જાણો છો ?

એ પંખી તે કોયલ. હજી કોયલ પેલા ભરવાડ-ના છોકરાને ભૂલી ગઇ નથી. ક્યાંથી ભૂલે ! ભર-વાડના છોકરાની બંસરીના સૂર હજી એના કંઠમાં રહી ગયા છે, અને જ્યાં ટહુકો કરે છે કે તરત એને એ યાદ આવે છે. અને દુઃખી માણસ જેમ પોતાનું દુઃખ યાદ કરીને વારે વારે રડે છે એમ કોયલ પણ એક વખત ટહુકીને થોભી જતી નથી; પણ એક

વખત ટહુકયા પછી તે લાગલાગટ કયાંય સુધી ટહુ-
કશે. કોયલ ટહુકે ત્યારે તમે એ ધ્યાન રાખજો. વારે
વારે ટહુકીને એ છોકરાને યાદ કરે છે. કરુણ પણ
મીઠું ટહુકીને એ બંસરીને યાદ કરે છે.

છોકરાના દુઃખમાં બીજું કાંઇ ગમતું નથી.
પોતાનાં બચ્ચાંને પણ એ ભૂલી જાય છે. ઈંડાં થાય
એટલે એને કાગડીના માળામાં મૂકી આવે. કાગડી
એને સેવે અને ઈંડાંમાંથી બચ્ચાં નીકળે, મોટાં થાય
એટલે ઊડી જાય. કોયલ પોતાનાં બચ્ચાંનું મોં પણ
જોવા પામતી નથી. એને પોતાનાં બચ્ચાં સાંભરતાં
નથી. 'ટુહુ!' કરીને એ તો સંભારે છે ભરવાડના
છોકરાને.



# ભૂતિયું ઘર

ગામમાં એક ઘર છે. રૂડું અને રૂપાળું છે. સુંદર શોભિત અટારીઓવાળું છે. મઝાના એવા ઝરૂખા છે. પણ કોઈ એમાં રહેતું નથી. ઘર ખાલીખમ છે. લોકો એને ભૂતિયું ઘર કહે છે.

એક વખત એની જાહોજલાલી હતી. એ ઘર માણસોથી ભર્યું ભર્યું રહેતું. શેરીનાં બાળકો એના ચોકમાં રમતાં ને કિલ્લોલ કરતાં. ગામ–પર–ગામનાં મહેમાનો ત્યાં આવી રહેતાં અને આનંદ કરતાં.

ગામના નગરશેઠનું એ ઘર હતું. નગરશેઠને એક પત્ની હતી. એ ખૂબ ભલી અને માયાળુ. આખું ગામ એને ‘ બા ’ કહીને બોલાવે. એક વખત એ માંદી પડી. માંદગીમાંથી પોતે ઊગરવાની નથી એમ એને થવાથી એણે નગરશેઠને બોલાવ્યા અને બાળ-

કોની સોંપણી કરી. નગરશેઠ પાસેથી વચન લીધું કે બાળકોનું લાલનપાલન કરશે.

નગરશેઠની પત્ની ગુજરી ગઇ. બાળકો મા વિનાનાં થયાં. ઘરમાં એમની સંભાળ કોણ લે? નોકર-ચાકર ખરા, પણ એ કંઈ માની તોલે આવે? બાળકો એમની મા વિના એકલાં પડયાં.

થોડા વખત પછી નગરશેઠ બીજી સ્ત્રી પરણ્યો. ઘરમાં નવી મા આવી. જૂની વહુનાં બાળકો જોઇને નવીને અદેખાઇ આવી. એ બાળકોને સતાવવા લાગી. કોમળ ફૂલ જેવાં બાળકો કરમાતાં ગયાં, પણ નગર-શેઠે કંઈ ધ્યાન આપ્યું નહિ. અને નવી વહુના આવ્યા પછી થોડા વખતમાં જ બાળકો મરી ગયાં.

લોકોમાં વાત ચાલી કે નવી વહુએ બાળકોને મારી નાખ્યાં. નગરશેઠને કાને વાત પહોંચી. એને જૂની સ્ત્રી યાદ આવી. નગરશેઠ પસ્તાવા લાગ્યો. એવામાં પરદેશથી ખબર આવ્યા: ‘ વેપારમાં ખોટ આવી છે.’ નગરશેઠે દેવાળું કાઢયું હતું એટલે બધું ય ધન ચાલ્યું ગયું. માત્ર એકલું ઘર રહ્યું.

નગરશેઠથી એ ધક્કો સહન ન થયો. એ બીમાર પડયો. નવી સ્ત્રીને થયું, “ પોતે જૂની સ્ત્રીનાં બાળકોને કનડયાં એથી આમ થયું.”–એ પસ્તાવામાં નગરશેઠની સાથે એ પણ માંદી પડી. અને બંનેએ એક દિવસ આ જગતમાંથી વિદાય લીધી–બંને મરી ગયાં.

એમના ઘરમાં કોઈ ના રહ્યું. ત્યારથી એ ઘર ખાલીને ખાલી જ છે. લોકો કહે છે કે, “ નગરશેઠની પહેલી પત્નીના મરી ગયા પછી એમાં ભૂતનો અડ્ડો રહે છે. મધરાત થાય છે ત્યારે ઘરમાં ધમાચકડી થાય છે. ખડખડ હસવાનો અવાજ આવે છે.” કોણ ચોક્કસ કરવા જાય કે ભૂતની વાત સાચી છે કે ખોટી ?

એક દિવસ પરગામનો એક મુસાફર આવ્યો. એણે આ વાત સાંભળી. એણે નક્કી કર્યું કે “આપણે એ વાત નક્કી કરવી.” એ તો છડેચોક કહેતો કે, “ ભૂતબૂત છે જ નહિ. અને હું તમને સાબિત કરી આપીશ. પણ જો ભૂત નથી એમ સાબિત થાય તો તમે શો બદલો આપશો ?”

લોકોએ કહ્યું, "એ આખું ઘર જ તમને ભેટ આપી દઈશું."

મુસાફરે કહ્યું, "ઠીક."

*　　　*　　　*

ગામમાં એક જુગારીઓની ટોળી રહે. ખુલ્લેખુલ્લા જુગાર રમે તો તો સરકાર પકડી લે ને! એટલે તેઓ નિરાંતે જુગાર રમી શકાય એવું ઘર શોધતા હતા. એવામાં આ નગરશેઠનું ઘર એમને યાદ આવ્યું. એમણે સાંભળ્યું હતું કે ભૂતિયું ઘર છે, પણ ભૂત કે બૂત એમને શું કરવાનું હતું! એમણે એમનો અડ્ડો એ ઘરમાં જમાવ્યો અને નિરાંતે જુગાર રમે. કોઈ રોકે કે ટોકે. કોણ ત્યાં આવે? જુગારીઓને મજા પડી.

રોજ મધરાતના અરસામાં તેઓ ઘરમાં દાખલ થાય. શરૂઆતમાં 'હા હા, હી હી' થાય. વાતોચીતો ચાલે, ગમ્મત કરે અને પછી જુગાર રમે.

પોલીસ જુગારીઓને શોધી શોધીને થાકી ગઈ. પણ ક્યાંથી પત્તો લાગે? છેવટે એ અડ્ડાને પકડી આપે એને માટે ૨૫૦ રૂપિયાનું ઇનામ કાઢ્યું.

પેલા મુસાફરે ભૂતિયા ઘર વિષેની બાતમી મેળવવા માંડી. એક સવારે એ આખું ઘર જોઇ આવ્યો પણ ઘરમાં તો હોલાના ઘુઘવાટા વિના કંઈ ન મળ્યું. લોકોની વાત એને યાદ આવી કે મધરાતે ઘરમાંથી ખડખડ હસવાનો અવાજ આવે છે, માટે રાતે બહાર આવીને એ વખતે શું થાય છે એ જોવું.

એક કાળો ઝભ્ભો ઓઢીને, કોઇને ન દેખાય એવી રીતે, ઘરની પાસે આવીને એ સંતાઇ ગયો. બરાબર મધરાત થઇ એટલે લોકોએ કહ્યું હતું એમ સાથેસાથ જ ખડખડ હસવાનો અવાજ આવ્યો.

એ સાંભળી મુસાફર ચોંકયો. પહેલાં એને થયું, 'ભૂત હસે છે' પણ પછી થયું, 'પણ હસવાનો અવાજ માણસો જેવો છે એનું શું?' એણે બરોબર કાન માંડયા. કોઇ માણસો જ હસે છે એમ એને માલમ પડયું. હવે, એ કોણ હશે એની તપાસ એણે બીજા દિવસ ઉપર રાખી.

બીજે દિવસ થયો. સાંજથી જ છાનોમાનો આવી એ ઘરમાં સંતાઈ ગયો. મધરાત થઇ એટલે એકે-

એક એણે માણસોને ઘરમાં દાખલ થતા દીઠા. થોડી વારે બધા આવી ગયા અને એક ઓરડામાં બેસી સાથે લાવેલું ખાવાનું ખાવા લાગ્યા, અને ખરેખરા ટોળટપ્પા ઉડાવવા લાગ્યા.

મુસાફર સંતાઇ રહ્યો હતો એની પાસે જ એ ઓરડાની જાળી હતી. મુસાફરે એ ધીરેથી જોયું અને મનમાં બોલી ઊઠયો, "ઓત્તારી, આ તો જુ-ગારીઓ જ છે. ઠીક છે; એક કાંકરે બે પંખી મરાશે." એ તો આસ્તે રહેતાંકને જુગારીઓને ખબર ન પડે એ રીતે ઘરની બહાર નીકળ્યો, અને દોડતો દોડતો પહોંચ્યો ગામના ફોજદારને ઘેર. એણે જઇને કહ્યું, "સાહેબ, મેં જુગારીઓની ટોળી દીઠી છે. મારી સાથે આવો તો એમને પકડી પાડીએ."

ફોજદારે પૂછ્યું, "કયાં છે?"

મુસાફરે કહ્યું, "ભૂતિયા ઘરમાં."

"ભૂતિયા ઘરમાં!" ફોજદારે આશ્ચર્ય સાથે પૂછ્યું અને પછી કહ્યું, "બને નહિ, એ ઘરમાં કોઇ જાય જ નહિ."

"પણ સાહેબ! મેં મારી સગી આંખે જોયા ને!" મુસાફર બોલ્યો, "અને જો તમે મને તમારી પોલીસ આપો તો એમને હું પકડી આપવા તૈયાર છું." મુસાફરે હિંમતભેર કહ્યું.

ફોજદારે જોયું, મુસાફર જુઠ્ઠો લાગતો નથી. એટલે પચાસ પોલીસ લઈને ફોજદાર જાતે મુસાફર સાથે ઊપડયો અને બધા ભૂતિયા ઘર પાસે આવી પહોંચ્યા.

જુગારીઓ જુગાર રમવામાં મશગૂલ હતા. તેઓ એમ જાણતા હતા કે આ ભૂતિયા ઘરમાં કોણ આવવાનું છે? એટલે પોતાની જાતને તેઓ સલામત માનતા હતા. ઓરડાનાં બંને બારણાં ખુલ્લાં જ પડયાં હતાં.

મુસાફર, ફોજદાર અને પોલીસ ધીમે ધીમે ઘરમાં દાખલ થઇ ગયા. બધા આવી ગયા એટલે બે ટુકડીમાં બે બારણે તે વહેંચાઇ ગયા, અને સીટી વાગે કે એકી સાથે બંને બાજુથી હુમલો કરી જુગારીઓને પકડી લેવા એમ નક્કી કર્યું.

સરરરર સીટી વાગી. જુગારીઓ ચોંકયા અને પાછળ જોયું, બંને બાજુથી પોલીસો હુમલો કરતા એમની સામે ભરી બંદૂકે દોડી આવ્યા. જુગારીઓ-માંથી કોઇ એમની સામે ન થઇ શકયા. બધા ય પોલીસોને શરણે ગયા.

બીજે દિવસે ગામમાં વાત ફેલાઈ: "ભૂતિયા ઘરમાં મધરાતે ખડખડ હસનાર એ ભૂત નહોતાં પણ જુગારીઓ હતા."

લોકોનાં ધાડેધાડાં ભૂતિયું ઘર જોવા દોડી આવ્યાં. બસ, તે દિવસથી એ ઘર 'ભૂતિયું ઘર' મટી ગયું.

મુસાફરને તો રહેવા ઘર મળ્યું અને સરકાર તરફથી જુગારીઓને પકડવા બદલ રૂપિયા ૨૫૦નું ઈનામ મળ્યું એ જુદું.



# એક હતા વાઘજીભાઈ !

એક હતા વાઘજીભાઈ. બોલવે શૂરા પણ ડરપોક એવા કે ઉંદરથી ભડકે ! બડાઈખોર. જેમાં ને તેમાં એમનો નંબર એ પહેલો રાખે.

એક વખત શિકારની વાત નીકળી. વાઘજીભાઈ કહે, "ઓહો, શિકાર કરવો એમાં શી બહાદુરી મારવી છે ? એ તો રમત વાત છે."

ગામલોક કહે, "વાઘજીભાઈ, એમાં કાચાપોચાનું કામ નહિ, વાઘમામો આવે તો કોળિયો જ કરી જાય."

વાઘજીભાઈ કહે, "અરે, કર્યો કર્યો હવે ! એમ શું કોળિયો કરી જતો'તો ! મારીએ નહિ ડફણું તે સીધોદોર થઈ જાય."

ગામલોકોએ જોયું, આ વાઘજીભાઈ બોલે છે એટલું જ, બાકી કાંઈ નહિ. લાવો આજે એમનું પાણી જોઈએ.

ગામલોક બોલ્યા, "તો વાઘજીભાઈ, તમે શિકાર કરી લાવો."

વાઘજીભાઈએ જોયું કે આ તો ગામલોક સાથે વાતમાં ભરાઈ પડયા, હવે વાત ઉડાવી દીધે નહિ ચાલે; એટલે મનમાં હિંમત લાવીને એ બોલ્યા, "તો એમ હોય તો લાવો જંગલમાં ઊપડું અને કરી લાવું શિકાર. એ વાઘ–દીપડાનો મારે શો હિસાબ?"

ગામલોક કહે, "અરે વાઘજીભાઈ, રહેવા દો, એમાં તમારું કામ નહિ."

પણ વાઘજીભાઈએ જોયું કે જો હું ના પાડીશ તો તો ઉઘાડું પડી જશે. એટલે વાત બરોબર પકડી રાખી. છેવટે વાઘજીભાઈને શિકારે જવાનું નક્કી થયું.

બરોબર બપોર થયા એટલે વાઘજીભાઈ તો ખભે ધારિયું મૂકીને નીકળી પડયા.

ગામલોકોએ કહ્યું, "વાઘજીભાઈ, સાથે બંદૂક રાખો."

પણ વાઘજીભાઇએ ના પાડી અને કહ્યું, "મારે તો આ ધારિયું જ બસ છે. એ સામે આવ્યો એટલે એક ઝટકે એના બે ટુકડા." પણ ખરી વાત તો એમ હતી કે વાઘજીભાઇને બંદૂક તાકતાં જ આવડતી નહોતી.

વાઘજીભાઈ ઊપડયા જંગલ તરફ. ધીમે ધીમે ગામ આઘું જતું ગયું અને જંગલની ઝાડી આવતી ગઈ. થોડી વારમાં તો ગામ દેખાતું બંધ થઇ ગયું. વાઘજીભાઈ ભરજંગલમાં આવી ઊભા.

ચારેકોર પુષ્કળ ઝાડી હતી અને આજુબાજુ નાનાં-મોટાં ઝાડ. ઝાડી ભયંકર હતી. વાઘજીભાઈ ઝાડી તરફ ધ્યાન રાખતા આગળ વધ્યા.

વાઘજીભાઇનું હૃદય તો ધડક, ધડક, થઈ રહ્યું હતું. પણ શિકાર કર્યા વિના ગામમાં કેવી રીતે જવાય? શિકાર વિના પાછા જાય તો તો ગામલોકો પીંખી જ ખાય ને!

વાઘજીભાઈ તો આજુબાજુ જોતા જાય છે ને આગળ વધતા જાય છે. એવામાં એક બાજુની ઝાડી તરફથી ખખડાટનો અવાજ આવ્યો અને વાઘજીભાઈએ એ તરફ જોયું.

ધીમે ધીમે ઝાડીમાંથી એક મોટો વાઘ બહાર નીકળ્યો. જબરદસ્ત વાઘ હતો. વાઘજીભાઈના જોતાંવેંત જ હાંજા ગગડી ગયા અને ઊભા હતા ત્યાં ને ત્યાં જ થંભી ગયા.

વાઘે આજુબાજુ નજર નાખી. દૂર વાઘજીભાઈને ઊભેલા જોયા અને એના શરીરમાં એક અજબ કંપારી આવી ગઈ. ઘૂઉઉઉ કરતો એ બરાડયો અને વાઘજીભાઈની તરફ દોટ કાઢી.

વાઘને પોતાની તરફ આવતો જોઈને જ વાઘજીભાઈના પગે તો ધ્રુજારી ચઢી ગઈ. હાથમાંથી ધારિયું પડી ગયું, અને એ તો બે હાથ જોડીને વાઘને કહેવા લાગ્યા. "અરે વાઘભાઈ! મને જવા દો. હવે કોઈ દિવસ શિકાર કરવા નહિ આવું."

પણ વાઘ વાઘજીભાઈનું કયાં સાંભળે એમ હતો!

એ તો ઝડપ કરતો વાઘજીભાઇની પાસે આવ્યો અને ઉપાડીને ચાલતો થયો. વાઘજીભાઇના રામ રમી ગયા.

સાંજ પડી. વાઘજીભાઇ જંગલમાંથી ગામ તરફ આવતા જણાયા નહિ એટલે ગામલોકોને ચિંતા પેઠી. તેઓ એમની શોધે નીકળ્યા.

શોધતાં શોધતાં તેઓ જ્યાં વાઘજીભાઇનું ધારિયું પડયું હતું ત્યાં આવી પહોંચ્યા. લોકોએ ધારિયું લઇ લીધું અને આજુબાજુ વાઘજીભાઇની તપાસ કરી, પણ વાઘજીભાઇ મળ્યા નહિ.

બીજે દિવસે ગામમાં વાત ફેલાઈ ગઈ કે વાઘજીભાઈ વાઘનો શિકાર કરવા જતાં જાતે જ શિકાર બની ગયા હતા ! વાઘને એક ઝટકે કાપી નાખવા લઇ ગયેલ ધારિયું વગર વપરાયલું પાછું મળ્યું છે, પણ વાઘજીભાઇ પાછા મળ્યા નથી. બિચારા વાઘજીભાઇ !



## મથુરી

રોજ સવારમાં મથુરી એની બા સાથે અમારા ફળિયામાં આવતી. મથુરીની બા સાવરણે શેરી વાળતી, કચરાની નાની ઢગલીઓ કરતી અને મથુરી એક પછી એક એ ઢગલીઓનો કચરો ટોપલામાં ભરી લેતી. ઘડીવારમાં તો આખી શેરી વળાઇ જતી અને ચોખ્ખી ચંદન જેવી લાગતી.

મથુરી બહુ મોટી નહોતી, નાની હતી, પાંચ–છ વર્ષની જ. પણ એ તો નાનપણથી જ એની બાને મદદ કરતી થઇ ગઈ હતી. મા–દીકરી બંને જ્યારે જુઓ ત્યારે કામ કરતાં સાથેનાં સાથે.

મથુરીનું જોઇને મને એમ પણ થઇ જતુ કે, હું ય મારી બાને ચાલને કામ કરવા લાગું; પણ બા

વાસણ માંજવા બેસે ને હું જ્યાં વાસણ ધોવા માંડું ત્યાં તો એ તરત કહે, "રહેવા દે, રહેવા દે, તને ધોતાં નહિ આવડે." એટલે તરત મારે કામ મૂકી દેવું પડતું.

મથુરી આનંદી હતી. હમણાં જ અમે તેને એક નાનકડી ઘાઘરી અને પોલકું આપ્યું હતું. આજકાલ મથુરીનો એ પ્રિય પોશાક બન્યો હતો. મથુરી એ જ પોશાકમાં દેખા દેતી અને એની બા સાથે હસતી અને વાતો કરતી.

એમ તો મથુરીની બા પણ એને ખૂબ લાડ-કોડથી રાખતી. મથુરી એની એકની એક દીકરી હતી એટલે એને એ જરા ય ઓછું આવવા દેતી નહિ. મારા પગનાં સાંકળાં અને કાનનાં એરિંગ જોઇને એણે મથુરીને માટે એવાં જ સાંકળાં અને એરિંગ કરાવ્યાં હતાં. એ નવાં સાંકળાં અને એરિંગ પહેરી મથુરી મારી સાથે ઊભી રહે તો તમે કહી શકો નહિ, કોણ મથુરી? એ કે હું?

મથુરી મને બહુ ગમતી. નાનું સરખું પોલકું અને ઘાઘરીનો પોશાક મથુરીને એવો બંધબેસતો

આવી જતો કે એ શોભી ઊઠતી. અને નાકમાં નાની સરખી ચૂની, કાનમાં એરિંગ અને પગનાં સાંકળાં એ એમાં વધારો કરતાં. હું તો હજી પથારીમાં ઘોરતી હોઉં, પણ મથુરી તો રોજ સવારમાં વહેલી શેરીમાં આવી જ સમજો ને !

મથુરી સાથે બોલવાની મને ખૂબ ઇચ્છા થતી. કોઇ વખત કોઈ ન જુએ એમ હું એને બોલાવતી પણ ખરી; પણ બાની નજર હમેશાં મારી ઉપર રહ્યા કરતી અને એવું થાય ત્યાં તરત ઘરમાંથી બૂમ આવતી, " અરે ! જોજે એને અડી પડતી." એ સાંભળતાંની સાથે જ મથુરી બીચારી નાસી જતી. કેવી સમજુ અને ડાહી છોકરી !

* * *

એક દિવસ મથુરી એના બાપા સાથે અમારી નિશાળમાં આવી. આખી નિશાળમાં હો હો થઈ ગઇ અને થોડી વારમાં તો આખા ગામમાં એ વાત પહોંચી ગઇ કે, ઢેઢની છોકરી નિશાળમાં ભણવા ગઈ છે.

ઘડી વારમાં નિશાળ આખી ખાલીખટ થઈ ગઈ. નિશાળમાં કોઇ ના મળે! મથુરી, એના બાપા અને માસ્તરો એટલાં જ જણ ત્યાં રહેલાં.

મથુરી ભણવા આવે એ લોકોને ગમતું ન હતું. પણ એમ શું કામ લોકોને થતું હશે? એ મથુરી ભણવા આવે એમાં લોકોનું શું જતું હશે? એ બીચારી એના પગે નિશાળે ભણવા આવવાની હતી. એની ચોપડીએ ભણવાની હતી. એમાં કોઈને કાંઈ આપવું પડતું હતું?

મને મનમાં થતું, મથુરી ભણવા આવે તો સારું. બા ઘર આગળ તો મથુરીને અડવાની ના પાડે છે, પણ હવે નિશાળમાં આવે છે એટલે કઇ રીતે ના પાડશે? હવે તો મથુરી સાથે ખુશીથી વાતોચીતો થશે એ વિચારે હું રાજી થતી હતી.

બીજે દિવસ થયો. હું નિશાળમાં ગઈ. મથુરી આવીને નિશાળ પાસે ઊભી હતી. એ બીચારી એકલી હતી. એને કોઇ બોલાવતું નહોતું. એનાથી

થોડે છેટે દૂર છોકરીઓ ટોળે વળી હતી અને અંદર અંદર ઘુસપુસ વાતો કરતી હતી.

નિશાળનો ઘંટ થયો. સૌ છોકરીઓ પોતપોતાના વર્ગમાં ગઈ. મથુરી પણ વર્ગ પાસે આવીને ઊભી રહી. પણ ક્યાં બેસે ? કોઈ એને પોતાની પાસે બેસાડે ત્યારે ને ? મથુરી મૂંઝાતી હતી.

મને થયું, ચાલ હું જ એને બોલાવી લાવું, એને મારી સાથે બેસાડું. હું મથુરી પાસે ગઈ અને એની આંગળી પકડી મારી સાથે લાવીને બેસાડી.

એક દિવસ થયો. બે દિવસ થયા. શરૂઆતમાં તો નિશાળની છોકરીઓ કોઈ ન તો બોલાવે કે રમાડે; પણ ધીમે ધીમે વાત વીસરાતી ગઈ અને થોડા વખતમાં તો મથુરી નિશાળની સૌ છોકરીઓ સાથે હળીમળી ગઈ. સૌની સાથે એ રમવા લાગી અને આનંદ કરવા લાગી. હું એ જોઈ ખૂબ રાજી થતી.

પરીક્ષા આવી. બધી છોકરીઓની પરીક્ષા લેવાઈ. મથુરી પહેલે નંબરે પાસ થઈ.

તે દિવસે ઘેર જઇ બાને મેં વાત કરી, “બા, મથુરી પહેલે નંબરે પાસ થઇ.”

“અને તું?” બાએ પૂછ્યું.

મેં કહ્યું, “છેલ્લે.”

વાંકું મોઢું કરી બા મારી સામે જોઇ રહ્યાં. મને સમજણ ના પડી, બાએ એમ કેમ કર્યું?

મથુરીને અને મારે ભારે સહીપણાં છે, પણ તે નિશાળમાં જ; ઘર આગળ બોલાવું તો બા આંખો કાઢે છે. બાની એ વાત મને ગમતી તો નથી, પણ શું થાય?



# રાજકુમાર અને હંસ

મોટું એવું એક સરોવર. ચારે કાંઠે ભર્યું ભર્યું. નાખી નજર ન નંખાય, પાણીનો પાર નહિ. પાણી કેવાં! હિમ જેવાં શીતળ અને કાચ જેવાં ચોખ્ખાં. એની ઉપર હજારો કમળનાં ધોળાં ધોળાં ફૂલ, જાણે પથારી પાથરી ના દીધી હોય એવાં પથરાઈ ગયેલાં. શો સુંદર દેખાવ!

એને કાંઠે એક હંસ અને હંસણી રહે. ધોળા દૂધ જેવી એમની ચામડી રેશમ જેવી ચળક ચળક ચળકે. સરોવરની પાળનાં ઝાડ એમનાં રહેઠાણ. ઝાડોની એવી સરસ ઘટા કે આપણને ત્યાં રહેવાનું મન થઈ જાય.

હંસ–હંસણી તો રોજ સવાર થાય એટલે સરોવરને તીરે જાય. કમળને ફૂલે ફૂલે ફરી વળે. મીઠી મીઠી ફોરમ લે. દૂધ જેવાં ધોળાં કમળનાં ફૂલ અને દૂધ જેવાં ધોળાં એ બેઉ. એક જ રંગી. કેવું સરસ! હંસ–હંસણી તો ખાય છે પીએ છે. ને લહેર કરે છે.

એવામાં એક દિવસ શિકારે નીકળેલો એક રાજકુમાર ત્યાં આવી ચઢયો. બપોરના બાર થઈ ગયા છે. સૂરજ માથે આવ્યો છે. તાપ તો કહે મારું કામ. એવો પડે એવો પડે કે પરસેવાના રેલા વછૂટે.

રાજકુમાર તો પરસેવે તરબોળ બની ગયો છે. અધૂરામાં પૂરું ખાવા મળેલું નહિ. એટલે એવો ધૂંવાંપૂંવાં થઈ ગયેલો કે વાત ના પૂછો. પણ શું કરે? અહીં જંગલમાં ખાવાનું ક્યાંથી લાવે? એની સાથેના માણસોની પણ એ જ દશા હતી.

એવામાં સરોવરને તીરે એમણે હંસ અને હંસણીને બેઠેલાં જોયાં. આવો સરસ મળેલો શિકાર જોતાં તો રાજકુમારના સાથીદારોએ તરત જ તીરકામઠાં

કાઢયાં અને હંસ—હંસણી તરફ તાકી મારવાની શરૂ-આત કરી. પણ રાજકુમારે એમને વાર્યા. હંસ-હંસ-ણીને મારવાની ના પાડી. રાજકુમારને થયું, આવાં રૂપાળાં હંસ-હંસણીને મરાય! કેવો રૂપાળો હંસલો છે! કેવી રૂપેરી એની ચામડી છે! આ બેઉ આપણા રાજમહેલમાં હોય તો કેવું સારું!

એણે તો પોતાના માણસોને એને જીવતાં પકડી લાવવા કહ્યું. તરત જ માણસો ઊપડયાં અને હંસને તો જીવતો પકડી લીધો. પણ હંસણી છટકી ગઈ. એ એમના હાથમાં ન આવી.

હંસે તો છૂટવા માટે બહુ તરફડિયાં માર્યાં, બહુ તરફડિયાં માર્યાં. પણ એમ છુટાય ખરું કે? એ તો પકડાઇ ગયો તે પકડાઇ ગયો.

રાજકુમાર હંસને ઘેર લઈ ગયો. એક સુંદર સોનાનું પાંજરું કરાવ્યું. એમાં હીરે જડેલી બે વાટ-કીઓ મૂકી. એકમાં પાણી અને બીજીમાં દૂધ રાખે.

પણ હંસ તો કશાને અડે નહિ. એ તો ન પીએ પાણી કે ન પીએ દૂધ. એ તો રોજ આકાશ સામું

જોઇ રહે અને નિસાસો નાખે. 'ભગવાન, આ પીંજરામાં હું ક્યાંથી પડયો!'

હંસ તો ખાતો નથી, પીતો નથી. સોનાનું પાંજરું એને તો જેલ જેવું થઈ પડયું છે. સુકાઇને એ તો સોટી જેવો થઇ ગયો છે. મનમાં ઝંખે છે, 'ક્યારે લાગ આવે ને ભાગી જાઉં.'

પણ એમ પીંજરામાં પુરાયેલા હંસથી કંઈ છુટાય છે?

રાજકુમાર તો રોજ સવારમાં આવે છે અને હંસને જુએ છે. પાંજરું ખોલે છે, સાફ કરે છે, અને જૂનું દૂધ અને પાણી નાખી દઈ નવું દૂધ અને પાણી ભરે છે. રાજકુમારના મનમાં છે, કંઈ કરતાં હંસ ખાય છે ખરો! પણ હંસ શેનો ખાય?

રાજકુમારને એમ લાગ્યું કે હંસ બીચારો મરી જશે. કંઈ ઉપાય કરવો જોઈએ. શાથી નથી ખાતો? શું કારણ છે? એ જાણવું જોઇએ. એ તો એના માણસોને બોલાવી પૂછે, પણ માણસો કંઇ કળી શકતા નથી. હંસના દુઃખને કોઇ પારખી શકતું નથી.

આ બાજુ હંસણી તો હંસ પકડાયા પછી શિયાવિયા થઈ ગઇ છે. સરોવર એને સૂનુંસૂનું લાગે છે. કમળનાં ફૂલ સુગંધી વિનાનાં થઈ ગયેલાં જણાય છે. 'કેમ જીવવું? શું કરવું? ચાલ એક વાર બધે ફરી આવું. ક્યાંય હંસનો મેળાપ થાય છે?'

હંસણી તો એક ગામથી બીજે ગામ અને બીજે ગામથી ત્રીજે ગામ–એમ ઊડતી ઊડતી જાય છે.

દરેક ગામની શેરીએ શેરીએ, ફળિયે ફળિયે ફરી વળે છે. ઘરેઘરમાં નજર નાખે છે. બારીએ બારીએ જોઇ વળે છે. કોઈ પાંજરું ચૂકતી નથી, કોઈ ઘર છોડતી નથી. પણ ક્યાંય હંસનો પત્તો લાગતો નથી.

છેવટે એ તો ઊડતી ઊડતી એક દિવસ પેલો હંસ છે એ ગામમાં આવી પહોંચે છે.

સવારનો વખત છે. હંસણી ઊડતી ઊડતી ફળિયે ફળિયે ફરતી જુએ છે. રાજાનો મહેલ આવે છે. મહેલના મોખરે ટાંગેલા પાંજરામાં એની નજર પડે છે, અને નજર પડતાંની સાથે જ એ ચમકે છે. ઓત્તારી!

હંસ તો અહીં છે. એ તો ખુશ ખુશ થઇ જાય છે. પણ અત્યારે જો હંસને મળવા જઇશ તો રાજકુમાર જાણી જશે અને એને બીજે ક્યાંક લઈ જશે, માટે રાતે જ મળીશ, એમ વિચારી એ તો પાછી ફરે છે.

રાત પડી, અંધારું થયું. હંસણી ઊડતી ઊડતી રાજમહેલ પાસે આવી. બરોબર હંસ બેઠો હતો એની સામેની બારીના કઠેરા પર જઈ બેઠી અને હંસને બોલાવ્યો.

હંસણીનો સાદ પારખી હંસ તો નવાઇ પામ્યો. ઘણે વખતે મળ્યાં. એક બીજાના આનંદનો પાર ન રહ્યો. પછી તો બેઉ જણે ખૂબ ખૂબ વાતો કરી.

" જુઓ હવે" હંસણી બોલી. " કાલે સવારે રાજકુમાર જેવું પાંજરું ખોલશે તેવી જ હું સામી બારીએ બેસીશ. મને જોઇને રાજકુમાર તરત જ પકડવા દોડશે, અને પાંજરું વાસવાનું ઉતાવળમાં ઉતાવળમાં ભૂલી જશે. એ તકનો લાભ લઇ તમારે પાંજરામાંથી છટકી ઊડવા માંડવું.

હંસે કહ્યું, " ઠીક."

સવાર પડી. રાજકુમાર તો એક હાથમાં પાણી અને બીજા હાથમાં દૂધ લઇ હંસના પાંજરા સામે આવ્યો અને પાંજરું ખોલ્યું. વાટકીઓ સાફ કરી પાછી મૂકે ત્યાં એની નજર સામે પડી અને હંસણીને જોઇ. હંસણીને જોતાં જ એ તો રાજી રાજી થઈ ગયો. એને થયું, હવે હંસ જરૂર રીઝશે અને ખાવા માંડશે. અને એ વિચાર આવતાંની સાથે જ એ તો પાંજરું વાસ્યા વિના હંસણીને પકડવા દોડયો.

હંસણીને પકડવા જેવો રાજકુમાર દોડયો, એવો જ હંસ પાંજરામાંથી ફરરર કરતો બહાર નીકળી ગયો અને ઊડવા માંડયો. હંસને પાંજરામાંથી બહાર ઊડી જતો જોઈને હંસણી પણ સામેથી ઊડી.

રાજકુમાર તો વહેલો વહેલો એક જાળ લઇ બારીએ આવી પહોંચ્યો. પણ હાય! હંસણી ન હતી. કયાં ગઇ હશે! હમણાં તો અહીંજ હતી. રાજકુમારને થયું. એવામાં એની નજર હંસના પાંજરા પર પડી અને હંસ પણ ન જોયો.

રાજકુમાર તો ભોંઠો પડી ગયો. હંસણીની યુક્તિ એ કળી ગયો, પણ હવે શું થાય ? તેમ છતાં ય એણે તો ચારે બાજુ માણસો દોડાવ્યા, પણ એમ હંસ–હંસણી હાથ આવે ? હંસ–હંસણી તો ઊડતાં ઊડતાં કયાંનાં કયાં ય પહોંચી ગયાં હતાં.

માણસો પાછા આવ્યા, રાજકુમારને ખબર આપ્યા. રાજકુમારે માથું ખંજવાળ્યું. અને હંસ-હંસણીએ તો પેલા સરોવર પર જઇ ખાધું, પીધું અને મોજ કરી.



## નાચો નાચો રે મારા રૂપાળા મોર

નાચો નાચો રે મારા રૂપાળા મોર,
રૂપાળી પાંખ તારી આંખો ચકોર.

ભૂરી આ ડોક તારી,
રૂપેરી ચાંચ તારી.

માથા પર કલગીનો બીજો છે મોર,
નાચો નાચો રે મારા રૂપાળા મોર.

મીઠા ટહુકાર તારા,
રૂપાળા નાચ તારા.

પીછાંમાં ચાંદલા ઝમ્મક ઝમકાર,
નાચો નાચો રે મારા રૂપાળા મોર.



